# લયમેળ

## લેખ : ઉદય શાહ

સૃષ્ટિના નિર્માણ પછી સૌપ્રથમ સૂરની ઉત્પત્તિ થઈ હશે અને સૂરમાં લય ભળવાથી તાલની ઉત્પત્તિ થઈ હશે. આપણે જોઈ શકીએ છે કે ઘણાં પશુ-પક્ષીઓ જુદા-જુદા પ્રકારના અવાજો કાઢતાં હોય છે અને એ સાથે નૃત્ય પણ કરતાં હોય છે. આ ક્રિયાઓમાં સૂર અને તાલનો જ સમન્વય હોય છે. પરંતુ પશુ-પક્ષીઓમાં ભાષાનો વિકાસ થયો નથી. સમગ્ર સૃષ્ટિનાં સર્જનમાં ફક્ત માનવ જાતિમાં જ ભાષાનો વિકાસ થયો છે. કાળક્રમે ભાષામાંથી ગદ્યનું નિર્માણ થયું હશે અને તેમાં લય ભળવાથી પદ્યનું નિર્માણ થયું હશે. આમ લયને જ પદ્યના નિર્માણનું મૂળભૂત કારણ ગણી શકાય તથા સૌપ્રથમ લયમેળ પદ્ય-રચનાઓ જ અસ્તિત્વમાં આવી હશે.

માત્રામેળ છંદો એ લયમેળનું જ ચુસ્ત સ્વરૂપ છે. માત્રામેળ છંદોમાં લઘુઅક્ષરની એક માત્રા અને ગુરુઅક્ષરની બે માત્રાના હિસાબે દરેક પંક્તિની કુલ નિશ્ચિત માત્રાઓ નિભાવવાની હોય છે. કેટલાંક માત્રામેળ છંદોમાં નિશ્ચિત માત્રા-સંખ્યા પર લઘુઅક્ષર પણ નિભાવવા જરૂરી હોય છે. માત્રામેળ છંદોની રચનાના લેખનમાં લઘુઅક્ષરને એકથી વધુ માત્રા સુધી કે ગુરુઅક્ષરને બેથી વધુ માત્રા સુધી લંબાવવાની (પ્લુતિની) છૂટ નથી જ્યારે લયમેળ રચનાના લેખનમાં લઘુઅક્ષરને એકથી વધુ માત્રા સુધી કે ગુરુઅક્ષરને બેથી વધુ માત્રા સુધી લંબાવવાની (પ્લુતિની) છૂટ લઈને નિશ્ચિત લયની કુલ માત્રા જ નિભાવવાની હોય છે. (પ્લુતિનો આ નિયમ રચનાના લેખન માટે જ છે; રચનાના ગાયન માટે નહીં.) માત્રામેળ છંદની રચના લેખિત સ્વરૂપમાં હોય તો પણ રચનાની દરેક પંક્તિની કુલ માત્રા તથા કઈ માત્રા-સંખ્યા પર લઘુઅક્ષર નિભાવવામાં આવ્યો છે એ જાણી શકાય છે પરંતુ લયમેળ રચનાના લેખિત સ્વરૂપ દ્વારા પ્લુતિની માત્રા જાણવાનું કામ મોટેભાગે અશક્ય થઈ જાય છે. લયમેળ રચનાની દરેક પંક્તિ કુલ કેટલી માત્રાનો લય ધરાવે છે એ જાણવા માટે જે તે લયમેળ રચનાના લયબદ્ધ પઠનનો કે લયબદ્ધ ગાયનનો જ આશ્રય લેવો પડે છે. લોકગીતો, ગરબા વગેરેમાં મોટેભાગે લયમેળ જ જોવા મળે છે.

માત્રામેળ અને લયમેળના તુલનાત્મક અભ્યાસ માટે બે ઉદાહરણ પ્રસ્તુત છે. સૌપ્રથમ 'શાહજહાં' ફિલ્મનું કે. એલ. સાયગલે ગયેલું એક ગીત પ્રસ્તુત કરું છું.

ગમ દિયે મુસ્તકિલ કિતના નાઝુક હૈ દિલ યે ન જાના
હાયે હાયે યે ઝાલિમ ઝમાના
દે ઉઠે દાગ લૌ ઉનસે ઐ માહ-એ-નૌ કહ સુનાના
હાયે હાયે યે ઝાલિમ ઝમાના

દિલ કે હાથોં સે દામન છુડા કર
ગમ કી નઝરોં સે નઝરેં બચા કર
ઉઠકે વો ચલ દિયે કહતે હી રહ ગયે હમ ફસાના
હાયે હાયે યે ઝાલિમ ઝમાના

કોઈ મેરી યે રૂદાદ દેખેં
યે મુહબ્બત કી બેદાદ દેખેં
ફુંક રહા હૈ જિગર પડ રહા હૈ મગર મુસ્કુરાના
હાયે હાયે યે ઝાલિમ ઝમાના

'ગમ દિયે મુસ્તકિલ' ગીતની જુદી-જુદી પંક્તિમાં પંચકલ સંધિ (પાંચ માત્રાની સંધિ) 'ગાલગા'ના અખંડિત અને ખંડિત આવર્તનોનો નિયમિત સ્વરૂપે પ્રયોગ થયો છે એ બાબત નીચે દર્શાવેલ ગણવિભાજન દ્વારા સરળતાથી સમજી શકાશે તથા એક ગુરુઅક્ષરના સ્થાન પર બે લઘુઅક્ષરોનો પ્રયોગ થયો હોવાથી આ રચના માત્રામેળ પ્રકારની છે એ પણ સરળતાથી સમજી શકાશે.

| ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા | ગા | લ | ગા |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | | |
| ગમ | દિ | યે | મુસ્ | ત | કિલ | કિત | ના | ના | ઝુક | હૈ | દિલ |
| યે | ન | જા | ના | | | | | | | | |
| હા | યે | હા | યે | યે | ઝા | લિમ | ઝ | મા | ના | | |
| દે | ઉ | ઠે | દા | ગ | લૌ | ઉન | સે | ઐ | મા | હે | નૌ |
| કહ | સુ | ના | ના | | | | | | | | |
| હા | યે | હા | યે | યે | ઝા | લિમ | ઝ | મા | ના | | |
| | | | | | | | | | | | |
| દિલ | કે | હા | થોં | સે | દા | મન | છુ | ડા | કર | | |
| ગમ | કી | નઝ | રોં | સે | નઝ | રેં | બ | ચા | કર | | |
| ઉઠ | કે | વો | ચલ | દિ | યે | કહ | તે | હી | રહ | ગ | યે |
| હમ | ફ | સા | ના | | | | | | | | |
| હા | યે | હા | યે | યે | ઝા | લિમ | ઝ | મા | ના | | |
| | | | | | | | | | | | |
| કો | ઈ | મે | રી | યે | રૂ | દા | દ | દે | ખેં | | |
| યે | મુ | હબ્ | બત | કી | બે | દા | દ | દે | ખેં | | |
| કુંક | ર | હા | હૈ | જિ | ગર | પડ | ર | હા | હૈ | મ | ગર |
| મુસ્ | કુ | રા | ના | | | | | | | | |
| હા | યે | હા | યે | યે | ઝા | લિમ | ઝ | મા | ના | | |
| | | | | | | | | | | | |

હવે 'ગમ દિયે મુસ્તકિલ' ગીતની ધૂન અને લયમાં ગવાતું ભક્તિ ગીત 'શંભુ શરણે પડી' પ્રસ્તુત કરું છું કે જે ઘણાં ગાયકોના કંઠે સંભાળવા મળે છે.

શંભુ શરણે પડી માંગું ઘડીએ ઘડી કષ્ટ કાપો
દયા કરી શિવ દર્શન આપો

તમો ભક્તોના ભય હરનારા
શુભ સૌનું સદા કરનારા
હું તો મંદ મતિ તારી અકળ ગતિ કષ્ટ કાપો
દયા કરી શિવ દર્શન આપો

અંગે ભસ્મ સ્મશાનની ચોળી
સંગે રાખો સદા ભૂત ટોળી
ભાલે ચંદ્ર ધર્યો કંઠે વિષ ભર્યો અમૃત આપો
દયા કરી શિવ દર્શન આપો

નેતિ નેતિ જ્યાં વેદ કહે છે
મારું ચિતડું ત્યાં જાવા ચહે છે
સારા જગમાં છે તું વસું તારામાં હું શકિત આપો
દયા કરી શિવ દર્શન આપો

આપો દ્રષ્ટિમાં તેજ અનોખું
સારી સુષ્ટિમાં શિવ રૂપ દેખું
મારા દિલમાં વસો આવી હૈયે હસો શાંતિ સ્થાપો
દયા કરી શિવ દર્શન આપો

હું તો એકલ પંથી પ્રવાસી
છતાં આત્મા કેમ ઉદાસી
થાકયો મથી રે મથી કારણ મળતું નથી સમજણ આપો
દયા કરી શિવ દર્શન આપો

'શંભુ શરણે પડી'ની જુદી-જુદી પંક્તિઓના અભ્યાસ પરથી સમજી શકાશે કે અહીં કોઈ માત્રામેળ સંધિના અખંડિત કે ખંડિત આવર્તનોનો પ્રયોગ થયો નથી અને જુદી-જુદી પંક્તિની માત્રા-સંખ્યામાં પણ નિયમિતતા જાળવવામાં આવી નથી; એમ છતાં કોઈપણ ગાયકના કંઠે આ ભક્તિ ગીત સંભાળવામાં કોઈપણ જગ્યાએ કર્ણકટુ લાગતું નથી કરણ કે આખી રચનામાં 'ગમ દિયે મુસ્તકિલ' ગીતની ધૂન અને લયનું જ પ્રાધાન્ય રહ્યું છે.

'ગમ દિયે મુસ્તકિલ' અને 'શંભુ શરણે પડી' એ બંને રચનાઓ લેખિત સ્વરૂપે આપણી સામે હોય તો એ વાંચીને 'ગમ દિયે મુસ્તકિલ'નો છંદ નિશ્ચિત કરી શકાય છે પરંતુ 'શંભુ શરણે પડી' કોઈ નિશ્ચિત છંદમાં બંધબેસતી નથી. એટલે કે 'ગમ દિયે મુસ્તકિલ'નું ઊપર જે ગણવિભાજન આપ્યું છે એવું ગણવિભાજન 'શંભુ શરણે પડી'નું શક્ય નથી. આ વાત સમજવા માટે બંને ગીતોના પહેલા અંતરાની દરેક પંક્તિની કુલ માત્રા-સંખ્યા પ્રસ્તુત કરું છું કે જેમાં લઘુઅક્ષરની ૧ માત્રા અને ગુરુઅક્ષરની ૨ માત્રા ગણવાની રહેશે.

(૧)

| લઘુ-ગુરુ સ્વરૂપ અલગ દર્શાવવા ખાલીજગ્યાનો અને ગાલગા સંધિ છૂટી પાડવા અલ્પવિરામનો પ્રયોગ કર્યો છે. | કુલ માત્રા |
|---|---|
| દિલ કે હા, થોં સે દા, મન છુ ડા, કર<br>૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ | ૧૭ |
| ગમ કી નઝ, રોં સે નઝ, રેં બ ચા, કર<br>૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ | ૧૭ |
| ઉઠ કે વો, ચલ દિ યે, કહ તે હી, રહ ગ યે, હમ ફ સા, ના<br>૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ | ૨૭ |
| હા યે હા, યે યે ઝા, લિમ ઝ મા, ના<br>૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ ૧ ૨, ૨ | ૧૭ |

'ગમ દિયે મુસ્તકિલ'ના બીજા અંતરામાં પણ કુલ માત્રા-સંખ્યાની આ જ વ્યવસ્થા જોવા મળે છે.

(૨)

| લઘુ-ગુરુ સ્વરૂપ અલગ દર્શાવવા ખાલીજગ્યાનો પ્રયોગ કર્યો છે. | કુલ માત્રા |
|---|---|
| ત મો ભક્ તો ના ભ ય હ ર ના રા<br>૧ ૨ ૨ ૨ ૨ ૧ ૧ ૧ ૧ ૨ ૨ | ૧૭ |
| શુ ભ સૌ નું સ દા ક ર ના રા<br>૧ ૧ ૨ ૨ ૧ ૨ ૧ ૧ ૨ ૨ | ૧૫ |
| હું તો મં દ મ તિ તા રી અ ક ળ ગ તિ કષ્ ટ કા પો<br>૨ ૨ ૨ ૧ ૧ ૧ ૨ ૨ ૧ ૧ ૧ ૧ ૧ ૨ ૧ ૨ ૨ | ૨૫ |
| દ યા ક રી શિ વ દર્ શ ન આ પો<br>૧ ૨ ૧ ૨ ૧ ૧ ૨ ૧ ૧ ૨ ૨ | ૧૬ |

'શંભુ શરણે પડી'ના અન્ય અંતરામાં કુલ માત્રા-સંખ્યાની આ જ વ્યવસ્થા જોવા મળતી નથી.

૧૪ માત્રાના તાલ દીપચંદીના ૧ આવર્તનમાં પંચકલ સંધિ 'ગાલગા'ના ૨ આવર્તન નીચે મુજબના બે પ્રકારે નિયમિત રૂપે પ્રયુક્ત થતાં હોય છે.

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગા | - | - | લ | ગા | - | - | ગા | - | - | લ | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

અથવા

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

૧૪ માત્રાના તાલ દીપચંદીના ૧ આવર્તનમાં પંચકલ સંધિ 'ગાલગા'ના ૨ આવર્તન પ્રયુક્ત થતાં હોય છે. તાલ દીપચંદીમાં ૧ લઘુઅક્ષર માટે ૧ માત્રા અને ૧ ગુરુઅક્ષર માટે ૨ કે તેથી વધુ માત્રા પ્રયુક્ત થતી હોય છે. 'ગાલગા'ના ૧ આવર્તનની ૫ માત્રાના હિસાબે 'ગાલગા'ના ૨ આવર્તનની કુલ ૧૦ માત્રા થાય તથા 'ગાલગા'ના ૨ આવર્તન મળી કુલ ૪ ગુરુઅક્ષર અને ૨ લઘુઅક્ષર થાય. ૧૪ માત્રાના તાલ દીપચંદીના ૧ આવર્તનમાં પંચકલ સંધિ 'ગાલગા'ના ૨ આવર્તનની કુલ ૧૦ માત્રા બેસાડવા માટે વધારાની ૪ માત્રા (૧૪ – ૧૦ = ૪) 'ગાલગા'ના ૨ આવર્તનના કુલ ૪ ગુરુઅક્ષરને (દરેક ગુરુઅક્ષરને વધારાની ૧ માત્રા લેખે) ફાળવવી પડશે. આમ ૧૪ માત્રાના તાલ દીપચંદીમાં 'ગાલગા'ના ૨ આવર્તન ગાવા માટે દરેક ગુરુઅક્ષરને ૩ માત્રામાં અને દરેક લઘુઅક્ષરને ૧ માત્રામાં ગાવો પડશે. (પ્રકાર-૧). જ્યારે લઘુઅક્ષરને ૨ માત્રામાં ગાવો પડે એમ હોય ત્યારે 'ગાલગા' સંધિના પહેલા ગુરુઅક્ષરને ૩ માત્રાને બદલે ૨ માત્રામાં ગાવો પડશે. (પ્રકાર-૨).

'ગમ દિયે મુસ્તકિલ'માં પંચકલ સંધિ 'ગાલગા'ના અખંડિત અથવા ખંડિત આવર્તનો નિયમિત રૂપે પ્રયુક્ત થતાં હોવાથી એમાં તાલ દીપચંદીની લઘુ-ગુરુની માત્રા-વ્યવસ્થામાં પણ ઊપર દર્શાવેલ નિયમિતતા જોવા મળે છે જ્યારે 'શંભુ શરણે પડી'માં તાલ દીપચંદીની લઘુ-ગુરુની માત્રા-વ્યવસ્થામાં ઉપર દર્શાવેલ નિયમિતતા જોવા મળતી નથી. 'શંભુ શરણે પડી'ના ગાયનમાં 'ગમ દિયે મુસ્તકિલ'ની ધૂન અને લય જ જળવાયેલા જોવા મળે છે. આ વાત સમજવા માટે બંને ગીતોના પહેલા અંતરાનું તાલ દીપચંદીમાં વિવરણ પ્રસ્તુત કરું છું. (વિવરણમાં 'દિ + -લ = દિલ = ગા' સમજવું અને અન્ય જગ્યાએ પણ એ જ રીતે સમજવું.)

**(૧)**

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દિ | -લ | કે | - | હા | - | - | થોં | - | સે | - | દા | - | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| મ | -ન | - | છુ | ડા | - | - | ક | -ર | - | - | - | - | - |
| ગા | - | - | લ | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ગ | -મ | કી | - | ન | -ઝ | - | રોં | - | સે | - | ન | -ઝ | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| રેં | - | - | બ | ચા | - | - | ક | -ર | - | - | - | - | - |
| ગા | - | - | લ | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ઉ | -ઠ | કે | - | વો | - | - | ચ | -લ | દિ | - | ચે | - | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | -હ | તે | - | હી | - | - | ર | -હ | ગ | - | ચે | - | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ | ૨ | ૩ | ૪ | ૫ | ૬ | ૭ | ૮ | ૯ | ૧૦ |
| ૩ | | | | × | | | ૨ | | | | ૦ | | |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હ | -મ | - | ફ | સા | - | - | ના | - | - | - | - | - | - |
| ગા | - | - | લ | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હા | - | યે | - | હા | - | - | યે | - | યે | - | ઝા | - | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | લ | - | ગા | - | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| લિ | -મ | - | ઝ | મા | - | - | ના | - | - | - | - | - | - |
| ગા | - | - | લ | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

## (૨)

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ત | - | મો | - | ભ | -ક્ | - | તો | - | ના | - | ભ | ય | - |
| લ | - | ગા | - | ગા | - | - | ગા | - | ગા | - | લ | લ | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હ | - | ર | - | ના | - | - | રા | - | - | - | - | - | - |
| લ | - | લ | - | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શુ | - | ભ | - | સૌ | - | - | નું | - | - | સ | દા | - | - |
| લ | - | લ | - | ગા | - | - | ગા | - | - | લ | ગા | - | - |
| ૧૧ ૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧ × | ૨ | ૩ | ૪ ૨ | ૫ | ૬ | ૭ | ૮ ૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | - | ર | - | ના | - | - | રા | - | - | - | - | - | - |
| લ | - | લ | - | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| હું | - | તો | - | મં | - | - | દ | - | મ | - | તિ | - | - |
| ગા | - | ગા | - | ગા | - | - | લ | - | લ | - | લ | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| તા | - | રી | - | અ | ક | - | ળ | - | ગ | - | તિ | - | - |
| ગા | - | ગા | - | લ | લ | - | લ | - | લ | - | લ | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ક | -ષ્ | ટ | - | કા | - | - | પો | - | - | - | - | - | - |
| ગા | - | લ | - | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| દ | - | યા | - | ક | - | - | રી | - | શિ | વ | દ | -ર્ | - |
| લ | - | ગા | - | લ | - | - | ગા | - | લ | લ | ગા | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

| | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| શ | - | ન | - | આ | - | - | પો | - | - | - | - | - | - |
| લ | - | લ | - | ગા | - | - | ગા | - | - | - | - | - | - |
| ૧૧<br>૩ | ૧૨ | ૧૩ | ૧૪ | ૧<br>× | ૨ | ૩ | ૪<br>૨ | ૫ | ૬ | ૭ | ૮<br>૦ | ૯ | ૧૦ |

આમ લયમેળ રચનાઓના નિર્માણ વખતે સૌપ્રથમ કોઈ લય નક્કી કરવો પડે છે અને પછી એ લયના આધારે લયમેળ રચનાઓનું નિર્માણ કરી શકાય છે કે જેમાં લઘુ-ગુરુની કોઈ વ્યવસ્થા ન જાળવતાં ફક્ત લય જ જાળવવાનો હોય છે. રૂપમેળ અને માત્રામેળ છંદોની

રચનાઓના નિર્માણમાં પણ લયનો આધાર લઈ શકાય છે. ‘લય’ એ કોઈપણ પ્રકારની પદ્ય-રચનાના સૌથી મહત્વના અંગો પૈકીનું એક અંગ છે.

**Uday Shah**
**(Singer – Music Composer – Poet)**
**Dadatattu (Sai) Street, Navsari – 396445, Gujarat – India.**
**Phone : (R) +912637255511 (M) +919428882632**
**: Websites :**
**http://www.udayshahghazal.com/**
**https://sites.google.com/site/udayshahghazal/**
**https://sites.google.com/site/udayshahghazals/**
**https://sites.google.com/site/udayshahxyz/**